३५२२

# ऊननुं गुंथवाना नमूना तथा नियमोनुं पुस्तक.




કીમત ચાર આના.

The Department of Public Instruction, Bombay.

# SPECIMENS AND RULES

OF

# KNITTING IN WOOL.

COMPILED FROM VARIOUS SOURCES

BY

MRS. McCLELLAND.

DEPARTMENTALLY REVISED

SECOND EDITION.--3,000 Copies.

*Registered for Copyright under the Government of India's Act XXV. of 1867.*

**Bombay:**
GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1888.

[**All rights reserved.**]

***Price* 1½ *Anna.***

# PREFACE.

THE Department is indebted to MRS. MCCLELLAND, of Jamnagar, in Kathiawad, for this little work on Knitting. Mrs. McClelland is a lady well known in the Province for her successful and disinterested labours on behalf of Female Education in the State where she resides; and the presentation of this little book has not only laid the Educational Department under an additional obligation to her, but has conferred a great boon on the female teachers and school-girls of Gujarat, who were much in need of a work of the kind.

મુંબાઈ ઈલાકાનું સરકારી કેળવણીખાતું.

# ऊननुं गुंथवाना नमूना तथा नियमोनुं पुस्तक.

જુદા જુદા ગ્રંથોપરથી રચનાર

## મિસિસ માકકલેલાંડ.



કેળવણીખાતા તરફથી સુધાર્યું.

બીજી આવૃત્તિ.— ૩,૦૦૦ પ્રત.

હિંદ સરકારના સને ૧૮૬૭ ના ૨૫ મા આક્ટ પ્રમાણે નોંધાવ્યુંછે.

મુંબાઈ:

સરકારી મધ્ય બુક ડીપો.

સને ૧૮૮૮.

(સર્વે હક્ક સરકારે સ્વાધીન રાખ્યાછે.)

કીમત દોઢ આનો.

# પ્રસ્તાવના.

---

કાઠીઆવાડના જામનગર સંસ્થાનમાં રહેનારી મિસિસ માક-ક્લેલાંડે ગુંથવાના વિષય સંબંધી આ લઘુ પોથી રચીછે તેથી કેળવણીખાતાપર તેનો આભાર થયોછે. એ સન્નારી જે સં-સ્થાનમાં રહેછે તે સંસ્થાનમાં સ્ત્રીકેળવણીને માટે નિસ્પૃહતાથી, અને ફતેહમંદીથી તે શ્રમ લેછે તેથી કરીને તે પ્રાંતના લોકો તેને સારી પેઠે ઓળખેછે. આ નાની પોથી પ્રસિદ્ધ કરીને તેણે કેળવણી ખાતાપર વિશેષ આભાર કર્યોછે એટલુંજ નહિ, પણ, ગુજરાતની કન્યાશાળાઓની જે સ્ત્રીશિક્ષકો અને છોડીઓને એ પ્રકારના પુસ્તકની ઘણી ખોટ હતી તેમને મોટું વરદાન આપ્યુંછે.

# અનુક્રમણિકા.

૩૫૨૨

# ऊननुं गुंथवाना नमूना

तथा

# नियमोनुं पुस्तक.

## (१). एक सोयावडे टांका बनाववा विषे.



ડાબા હાથની તર્જની (અંગૂઠાની જોડેની આંગળી) ઉપર એક વાર દોરો વીંટાળો. (આકૃતિ જુઓ). ઊનનો એક છેડો ડાબા હાથના અંગૂઠાની ને તર્જની વચ્ચે ઝાલો. જેવી રીતે હાથમાં કલમ ઝાલોછો તેવી રીતે સોયો જમણા

હાથમાં પોચો ઝાલો. ઊનનો બાકીનો ભાગ જમણા હાથની તર્જની ઉપર અને ટચલી આંગળી ઉપર વચલી ને અનામિકા (ટચલી આંગળીની જોડેની આંગળી) ની નીચે રાખો. ઊનની નીચેનો સોયો ડાબા હાથની તર્જની ઉપર ડાબી મેરથી જમણી તરફ લઇ જાઓ. જમણા હાથની તર્જની લગાર હલાવીને જમણા હાથનું ઊન સોયા ઉપર લઈ જાઓ. આંગળી ઉપર જે ગાંઠમાં સોયો ઘાલ્યો હતો તે ગાંઠની નીચે સોયો આવે તે માટે વીંટાળેલા ઊન સાથે સોયાને ડાબી મેર ખેંચો. ડાબા હાથની તર્જની ઉપરથી દોરો સરકાવો. તે ગાંઠવાળો એટલે ટાંકો થશે. પહેલેથી ફરીને કરો.

## (૨). पहेला टांका.



# बे सोयावडे टांका बनाववा विषे.



દોરાના છેડા પાસે ડાબા હાથના સોયા ઉપર ગાંઠ લઈ જાઓ. એક સોયાથી ગુંથવા માટે જે સૂચના આપીછે તે પ્રમાણે જમણા હાથનો સોયો ઝાલવો. સોયો ડાબા હાથની જમણી તરફ એમ ગાંઠમાં ઘાલો, અને જમણા હાથનો સોયો ડાબા હાથના સોયાની નીચે રાખવો*. આ સોયા ઉપર ડાબા અને જમણા હાથના સોયાની વચ્ચે ઊન લઈ જાઓ. જમણી મેર ગાંઠને ઉપર ખેંચો. હવે જમણા હાથનો સોયો ઉપર ખેંચો, ને ડાબા હાથનો સોયો ગાંઠની ડાબી બાજૂમાં ઘાલીને તે ઉપરનો ટાંકો ડાબા હાથના સોયા ઉપર લઈ જાઓ. ગાંઠ માંહેલો જમણા હાથનો સોયો બીજો ટાંકો શરૂ કરવાને તૈયાર રાખવો. જેટલા ટાંકા કરવા હોય તેટલા ટાંકાને માટે* થી ફરી ફરીને કરો.

# (૩). ગોળ ગુંથવું.



ગોળ ગુંથવાને ચાર સોયા (પિન્સ) જોઇએ. ત્રણ સોયા માંના દરેક સોયા ઉપર જેટલા ટાંકા કરવા હોય તેના ત્રીજા ભાગ જેટલા ટાંકા કરો. પછી જે પહેલો ટાંકો બનાવ્યો હતો તેમાં ગુંથીને ચોથા સોયા વડે ગોળ જોડવું. અને ગોળ ગુંથ્યા કરવું.

# (૪). ગુંથવાના ટાંકા વિષે.



મારા વાંચનારે 'પ્લેન' ગુંથવા વિષે જાણવું જોઇએ, કેમકે એ બાબત કોઈ ચોપડીમાંથી કદી શીખાય તેમ નથી.

સાધારણ ટાંકો એટલે તમારા જમણા હાથની સોયથી તમારા ડાબા હાથની સોય ઉપર એક ટાંકો અથવા એક ગાળો ઉઠાવવો.

ટાંકાની ડાબી બાજુમાંથી તમારે તે ગાળો પકડવો; અને પછવાડેથી તેના ઉપર એટલે સોય ઉપર ૧ દોરો મુકવો; અને તમારા જમણા હાથની સોય જુના ટાંકામાંથી કાઢીને નવા ટાંકા ઉપર મૂકો. આપણા નમૂનામાં આ સાધારણ ગુંથવાને 'પ્લેન' ગુંથવું કહેછે.

# पर्ल गुंथवुं.



‘પ્લેન’ ગુંથવાથી ઉલટું કરવું, તેને ‘પર્લ’ ગુંથવું કહેછે. દોરાને સોય આગળ લાવો; અને જમણી બાજુએથી ટાંકાને પકડો. સોયની આસપાસ દોરો લો, અને નવા ટાંકાને તમારી પાસેથી બહાર કાઢો; ‘પ્લેન’ ગુંથવામાં જેમ તમે તમારા તરફ કાઢોછો, તેમ નહિ. આ નમુનામાં આ ટાંકાને ‘પર્લ’ ટાંકો કહેછે.

આ તમામ નમુનામાં દરેક હારનો પહેલો ટાંકો ગુંથ્યા વગર સોય ઉપરથી સરકાવી દેવો.

એક વધારે ટાંકો લેવો હોય તો બે ટાંકાની વચ્ચે દોરો ઉઠાવવો અને તેમાં ગુંથવું; એ પ્રમાણે તમારી સોય ઉપર નવો ટાંકો થશે.

સોયની આગળ દોરો લાવવાથી ગુંથણમાં છેદ બનાવવો, અને બે ટાંકાને એકઠા કરવા તેને ‘ઓપન’ ગુંથવું કહેછે.

બીજી હાર પ્લેન ગુંથવી; અને તેમ કરવાથી છેદ પડેલા તમને જણાશે. આવા છેદની હાર કસ કાઢવાને કામની છે.



'પ્રિઞ્ઞાપ' ટાંકા. એવા ટાંકા બનાવવા હોય ત્યારે હમેશા બેકી આંકડાના ટાંકા બનાવવા. પ્લેન ગુંથવામાં એક ટાંકો દરેક હારની પહેલાં અને છેલ્લે આવેછે. બે ટાંકાની પ્રિઞ્ઞાપની એક ઊભી લીટી થાયછે. એમ પ્રમાણે પ્રિઞ્ઞાપની પાંચ ઊભી લીટીનેમાટે બાર ટાંકા બનાવવા અને નીચે પ્રમાણે ગુંથો:—

**પહેલી હાર**—એક ટાંકાને સરકાવો.* સોયની આગળ એટલે સામે તમારો દોરો લાવો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો; અને એક ટાંકો પ્લેન ગુંથો.* આ નિશાનીથી પાંચ વખત ફરીથી એજ પ્રમાણે કરવું. તમારી સોય ઉપર એક ટાંકા બાકી રહેશે. પ્લેન ગુંથો. હવે તમારી સોય ઉપર ૧૭ ટાંકા થશે.

**બીજી હાર**—એક ટાંકાને સરકાવો.* સોયની સામા તમારો દોરો લાવો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો: બે ટાંકા એકઠા ગુંથો.* આ નિશાનીથી પાંચ વાર ફરીથી એજ પ્રમાણે કરવું. અને છેલ્લો ટાંકો પ્લેન ગુંથો. આ બીજી હાર પ્રમાણે એમ પછીની દરેક હાર ચાલશે. પૂરૂં થયે કાઢી નાંખો; એવી રીતે કે એક ટાંકો પ્લેન. બે ટાંકા એકઠા કરો: એ પ્રમાણે કરવાથી પહેલ વહેલાં જેટલા ટાંકા હતા, તેટલાજ હવે બાર રહેશે.

ગુંથણ પૂરૂં કરવું કે કહાડી નાંખવું હોય તો નીચે પ્રમાણે કરવું :—

બે ટાંકા પ્લેન ગુંથો. એમાંનો પહેલો ટાંકો બીજા ટાંકા-

પરથી કહાડી નાંખો. બીજો ટાંકો પ્લેન ગુંથો. એમાંનો પહેલો ટાંકો બીજા ટાંકા પરથી કહાડી નાંખો.

સોયપર ફક્ત એક ટાંકો રહે ત્યાંલગી એમ ફરી ફરીને કરો. છેલ્લા ટાંકામાંથી ઊન પરોવીને મજબૂત સાંધીલો.

શીખનારાએ પોતાનું નવું ગુંથણકામ શરૂ કરતા પહેલાં આ ટાંકા ઉપર મહાવરો કરવાથી ફાયદો થશે; કેમકે એમાં ભૂલ પડે તો તે સુધરવી કઠણ છે; અને વળી તે ગુંથણનો દેખાવ પણ ઘણો બગડશે. નમૂનામાં ગુંથવાના ટાંકાની હારને 'હાર' નામ આપ્યુંછે; અને બ્રિઓાષ ટાંકાથી જે ઊભી લીટીઓ બનેછે તેને 'ઊભી લીટી' એવું નામ આપ્યુંછે.

ગુંથવામાં, ગુંથણને સાફ અને ચોખ્ખું રાખવાની ઘણી જરૂર છે. કટાઈ ગયેલી સોય ઊનમાં વાપરવામાં આવેછે, તે ઊનને તદન બગાડી નાંખેછે. એક મોટો રૂમાલ અથવા ચોખ્ખી કોથળી હોય તો સારૂં: અને તેમાં ગુંથણકામ હમેશા રાખવું. રૂમાલ હોય તો સૌથી સારૂં; કેમકે જ્યારે કામ કરતાં હોય, ત્યારે તેને નીચેથી પાથરીને મૂકાય, અને તેમાં ગુંથણ સાફ અને ચોખ્ખું રહે.

## (૯). गलपटो बनाववा विषे.

ઊનની ચાર આંટી અને હાથીદાંતની સોય એમાં જોઈએ છે. ૩૬ ટાંકા બનાવો: અને બ્રિઓાષ ટાંકા ગુંથો.

**૧ લી હાર**—એક ટાંકાને સરકાવો. * સોયની સામા તમારો દોરો લાવો: ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો; અને એક પ્લેન ટાંકો ગુંથો. * આ નિશાનીથી તમારી સોય ઉપર છેલ્લા ટાંકા સુધી ફરીથી એજ પ્રમાણે કરો. છેલ્લો ટાંકો પ્લેન ગુંથો.

**૨ જી હાર**—એક ટાંકાને સરકાવો. * સોયની સામા તમારો દોરો લાવો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો; બે

ટાંકા એકઠા ગુંથો. * આ નિશાનીથી તમારી સોયથી છેલ્લા ટાંકા સુધી ફરીથી એજ પ્રમાણે કરો. છેલ્લો ટાંકો પ્લેન ગુંથો. તમારૂં ગુંથણ એકવાર લાંબું થાય ત્યાંસુધી બીજી હાર મુજબ કર્યા કરવું. ત્યાર પછી કાઢી નાંખો.

હવે બંને બાજુને લંબાઈએથી વાળો: અને તેજ જાતના ઊનના દોરાથી સફાઈબંધ એકઠું શીવીલો. આ પૂરૂં થયે ગુંથણને ઊલટાવી નાંખો એટલે અંદરની બાજૂ બહાર લાવો; તેમાં શીવણને એક પડખે રાખો; જેથી ગલપટો પહેરવાની વખતે તે દેખાશે નહિ: તે પછી બધા ટાંકાને સોય ઉપર એકઠા કરીને એક દોરાથી પરોવવા અને ગલપટાનો એક છેડો બંધ કરો; અને આ છેડાની વચમાં એજ રંગનું એક મોટું ફુમતું બનાવો.

આ નમૂનામાં જો દરેક છેડે એકેક સફેદ મગજી મૂકવામાં આવે તો ઘણું સારૂં; અને તે નીચે મુજબ થાયછે :—

૩૫ ટાંકા બનાવો; બ્રિઓપ ટાંકાની છ લાલ હાર ગુંથો: સફેદ ઊન સાંધો; અને એક હાર સફેદ આગળ અને પાછળ ગુંથો. તે પછી લાલ ઊનની એક હાર આગળ અને પાછળ ગુંથો; તે પછી બીજી સફેદ હાર આગળ ને પાછળ ગુંથો; તે પછી બે લાલ હાર આગળ ને પાછળ ગુંથો; તે પછી સફેદ પાંચ હાર આગળ ને પાછળ ગુંથો: તેમાં જુદા જુદા રંગની હાર વચમાં મૂકવી ન મૂકવી તે તમારી મરજી ઉપર છે; પછી બે લાલ હાર આગળ ને પાછળ ગુંથો; એક સફેદ હાર, એક લાલ, અને એક બીજી સફેદ ઉપર પ્રમાણે કરો. હવે ગલપટાને જોઈએ તેટલી લંબાઈનો ગુંથો અને આ મગજી મુજબ બીજે છેડે એજ પ્રમાણે કરવું. તે પછી સીવીદો, અને લાલ અને તેમાં સફેદ ઊન મેળવીને ફુમતાં બનાવો; એટલે ગુંથણ પૂરૂં થયું.

## (૬). बाळकना मोजां (बूट) बनाववा विषे.



### નંબર ૧ લો.

### (એક મહિનાની ઉમરનાનું.)

એંડેલુઝીઅનનું ઝીણું ઊન આ કામને માટે સૌથી સારૂં છે, પણ બર્લિન જાતનું ઊન પણ ચાલશે. એંડેલુઝીઅન ઊનની બે આંટીની ત્રણ જોડ મોજાં બનશે.

આસમાની ઊનની એક આંટી અને ધોળા ઊનની એક આંટી અને બરા લોઢાની સોયની એક જોડ જોઇએ; લોઢાની સોયને બદલે ઘણી બારીક અથવા ઝીણી હાથીદાંતની સોય વધારે સારી પડશે.

૫૭ ટાંકા બનાવો.

**પહેલી હાર**—પ્લેન ગુંથો.

**બીજી હાર**—એક ટાંકો પ્લેન ગુંથો; એક ટાંકો વધારે ઉઠાવો; ૨૭ ટાંકા પ્લેન ગુંથો; એક ટાંકો વધારે ઉઠાવો; એક ટાંકો પ્લેન ગુંથો; એક ટાંકો વધારે ઉઠાવો; ૨૭ ટાંકા પ્લેન ગુંથો; એક ટાંકો વધારે ઉઠાવો: છેલ્લો ટાંકો પ્લેન ગુંથો.

**ત્રીજી હાર**—તમામ પ્લેન ગુંથો.

**ચોથી હાર**—૩૦ ટાંકા પ્લેન ગુંથો; એક ટાંકો વધારે ઉઠાવો; ૩૦ ટાંકા પ્લેન ગુંથો; બીજો એક ટાંકો વધારે ઉઠાવો; હવે તમારી સોય ઉપર ૬૨ ટાંકા ગણી લેવા.

**પાંચમી હાર**—પ્લેન ગુંથો.

**છઠ્ઠી હાર**—૩૧ ટાંકા પ્લેન ગુંથો; એક ટાંકો વધારે ઉઠાવો; એક ટાંકો પ્લેન ગુંથો; એક બીજો ટાંકો વધારે ઉઠાવો. ૩૧ ટાંકા પ્લેન ગુંથો. હવે તમારી સોય ઉપર ૬૫ ટાંકા ગણી લો.

**સાતમી હાર**—સઘળું પ્લેન ગુંથો.

**આઠમી હાર**—૩૨ ટાંકા પ્લેન ગુંથો; એક ટાંકો વધારે ઉઠાવો; એક ટાંકો પ્લેન ગુંથો; એક બીજો ટાંકો વધારે ઉઠાવો. ૩૨ ટાંકા પ્લેન ગુંથો. હવે તમારી સોય ઉપર ૬૭ ટાંકા થશે.

**નવમી હાર**—પ્લેન ગુંથો.

**દશમી હાર**—૩૩ ટાંકા ગુંથો. એક વધારે ટાંકો ઉઠાવો. એક ટાંકો પ્લેન ગુંથો; બીજો એક ટાંકો વધારે ઉઠાવો; ૩૩ ટાંકા પ્લેન ગુંથો. હવે તમારી સોય ઉપર ૬૯ ટાંકા થશે.

**અગીઆરમી હાર**—પ્લેન ગુંથવું.

**બારમી હાર**—૩૪ ટાંકા પ્લેન ગુંથો; એક ટાંકો વધારે ઉઠાવો; એક ટાંકો પ્લેન ગુંથો; બીજો એક ટાંકો વધારે ઉઠાવો; ૩૪ ટાંકા પ્લેન ગુંથો. હવે તમારી સોય ઉપર ૭૧ ટાંકા થશે.

**તેરમી હાર**—પ્લેન ગુંથવું.

**ચૌદમી હાર**—૩૫ ટાંકા ગુંથો; એક ટાંકો વધારે ઉઠાવો; એક ટાંકો પ્લેન ગુંથો; એક બીજો ટાંકો વધારે ઉઠાવો; ૩૫ ટાંકા પ્લેન ગુંથો. હવે તમારી સોય ઉપર ૭૩ ટાંકા થશે.

પંદરમીથી એકવીસમી સુધી સાત હાર પ્લેન ગુંથો.

**બાવીસમી હાર**—૪૨ ટાંકા પ્લેન ગુંથો; પછી બે ટાંકા એક કરો; એથી ગુંથ્યા વગરના ૨૯ ટાંકા સોય ઉપર થશે. એ ટાંકા ગુંથવા નહિ. હવે ગુંથણને ફેરવો, અને ૧૨ ટાંકા પ્લેન ગુંથો; તે પછી ૧૩ મા અને ૧૪ મા ટાંકાને એક કરો; હવે દરેક બાજુ ઉપર ૨૯ ટાંકા રહેશે. અને વચ્ચે ૧૩ ટાંકા રહેશે. આ વચ્ચેના ૧૩ ટાંકાને આગળ ને પાછળ ગુંથો; અને વચ્ચેના ૧૩ ટાંકાની દરેક બાજુ ઉપર જ્યાંસુધી ૨૩ ટાંકા ફક્ત રહે ત્યાંસુધી ૧૩ મા અને ૧૪ મા ટાંકાને હમેશા એક કરો.

હવે તમારૂં આસમાની ઊન કાપી નાંખો; અને ધોળું સાંધો; ફરી પાછા તેજ બાર ટાંકા પ્લેન ગુંથવા; તેમાં ૧૩ મા ટાંકા આગળ બે ટાંકાને એક કરો. હવે દરેક ૧૩ મે ટાંકે બે ટાંકા એક કરવા, ને હવે તમારી પાસે એક આસમાની અને એક ધોળો ટાંકો રહેશે, અને હવે વચ્ચેના ૧૩ ટાંકાની બંને બાજુએ પંદર પંદર ટાંકા રહેશે. એટલું થયાથી મોજાંનું ખાલું પૂરૂં થયું. બધા ટાંકા એક સોયપર લેવા. હવે તમારી સોય ઉપર કુલ ૪૩ ટાંકા રહેશે. તમારા ઊનને કાપી નાંખો અને તમારી સોય ઉપર પહેલા ટાંકાથી કરવા માંડો અને મોજાંના પગ ( ઉપલો ભાગ ) કરો.

**૧ લી હાર**—૪૩ ટાંકા પ્લેન ગુંથો.

**૨ જી હાર**—૩૪ ટાંકા પ્લેન ગુંથો. દોરાને સોયની સામા લાવો અને બે ટાંકાને એક કરો; ત્રણ ટાંકા પ્લેન ગુંથો. દોરાને આગળ લાવો અને બે ટાંકાને એક કરો; એ પ્રમાણે હાર પૂરી થતાં સુધી કરવું. આ હારનું નામ 'ઓપન' હાર છે. અને એથી મોજાંની બાંધવાની દોરીને માટે છેદ પડેછે.

**૩ જી હાર**—૪૩ ટાંકા પ્લેન ગુંથો. ૨૦ હાર સુધી પ્લેન ગુંથો. હવે મોજાંને પૂરૂં કરતાં સુધી એ પ્રમાણે ગુંથો.

**૧ લી હાર**—૩ ટાંકા પ્લેન ગુંથો; તે પછી બે ટાંકા પર્લ ગુંથો; તે પછી ૩ ટાંકા પ્લેન ગુંથો; પછી ૨ ટાંકા પર્લ. એ પ્રમાણે હાર પૂરી થતાં સુધી કરો.

**૨ જી હાર**—૩ ટાંકા પર્લ ગુંથો; તે પછી બે ટાંકા પ્લેન; તે પછી ૩ ટાંકા પર્લ; પછી ૨ ટાંકા પ્લેન, ઇત્યાદિ. એ પ્રમાણે હાર પૂરી થતાં સુધી કરવું. આ બે હારને છ વખત ફરીથી ગુંથો. બધી મળીને આઠ હાર થશે. ત્યાર પછી કાઢી નાંખો. એટલી સંભાળ રાખવી કે પ્લેન ટાંકાની ઊભી લીટી થશે. અને પર્લ જેમ છે તેમજ રહેશે.

હવે બૂટને સફાઇથી અવળી બાજુએ શીવીલો. અવળી બાજુ તેજ કે જેના આસમાની ગુંથણ ઉપર ધોળા ટાંકા દેખાયછે. આસમાની જોડાને આસમાની ઊનથી શીવો અને ધોળાં મોજાં ધોળાં ઊનથી શીવો; અને કન્વાસ (કંતાન) ની સોયથી ઊનના બધા રહેલા કટકાને અંદર સમાવીદો. ૫૦ મે ઇનક્રોશેની એક બાંધવાની દોરી બનાવો અને ઘુંટીની આસપાસ છેદમાં પરોવો અને દરેક છેડે નાનું નાનું ફૂમતું મૂકો. જો સાંકડી પટી મળી આવે તો આવી દોરીઓ બનાવવાને તે ઘણી સાફ છે.

## (૭). बाळकनुं मोजुं.

### (આઠ કે દશ મહિનાની ઉમરનાનું).

**ગુંથવાનાં સાધનો**—આસમાની, ખુલ્લા રાતા, અથવા ગુલાબી ઊનની છ આંટી, ધોળા ઊનની ૧૨ આંટી અને એક જોડી સાધારણ કદની ખરા લોઢાની ગુંથવાની સોય.

ઊન અડધો અડધ ચીરો.

રંગીત ઊનના ૫૬ ટાંકા બનાવો.

એક હાર પ્લેન ગુંથો.

એક હાર પર્લ ગુંથો.

એક હાર પ્લેન ગુંથો.

એક હાર પર્લ ગુંથો.

ધોળું ઊન સાંધો. એક હાર પર્લ ગુંથો. હેઠળ લખ્યા પ્રમાણે નમૂનો કરવા માંડો:—

**પહેલી હાર**—*બે પ્લેન ગુંથો. ઊન અગાડી લાવો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો. એક ગુંથો. ગુંથ્યા વગરનો સરકાવેલો ટાંકો ગુંથેલા ટાંકા ઉપરથી કહાડીલો. * આ નિશાનીથી હારના છેડા સુધી ફરી કરો.

**બીજી હાર**—*બે પર્લ ગુંથો. સોય ઉપર ઊન વીંટો. બે ટાંકા સાથે પર્લ ગુંથો. * આવી નિશાનીથી હારના છેડા લગી ફરીને કરો.

ધોળા ઊનમાં આશરે બે ઇંચ ગુંથાય ત્યાંસુધી આ બે હાર ફરીને કરવી જોઇએ.

આસમાની ઊન સાંધો. બે હાર પ્લેન ગુંથો. પછી

* ત્રણ ગુંથો. ઊન અગાડી લાવો. બે ટાંકા સાથે ગુંથો.

* આ નિશાનીથી હારના છેડા સુધી ફરીને કરો. આથી દોરી પરોવવાને તથા પગમાં મોજું પહેર્યું હોય તેવારે ઘુંટીની આસપાસ બાંધી લેવાને કાણાં પડેછે.

એક હાર પ્લેન ગુંથો. ધોળું ઊન સાંધીને

એક હાર પ્લેન ગુંથો.

એક હાર પર્લ ગુંથો.

એક હાર પ્લેન ગુંથો.

એક હાર પર્લ ગુંથો.

હવે પગની પાટલીના ઊંચા ભાગને માટે ટાંકાના ભાગ પાડવા પડશે. ગુંથ્યા વગર ખાલી સોય ઉપર ૨૧ ટાંકા કહાડીલો.

એ પછીના ૧૪ ટાંકા ધોળા ઊનમાં વારાફરતી પ્લેન અને પર્લ એક ઇંચ ગુંથો. આસમાની ઊન સાંધો અને સવળી બાજુએ દશ લીટી અથવા હાર ગણી શકાય ત્યાં

લગી આગળ અને પાછળ પ્લેન ગુંથો. હવે પગની પાટલીના ઊંચા ભાગના દરેક પડખાના ૨૦ ટાંકા ઉપાડી લેવા જોઇએ.

બધા એટલે ૯૯ ટાંકા એક સોય ઉપર મુકો. ગુંથણની સવળી બાજુ ગુંથનારના ભણી રાખવી જોઇએ. સવળી બાજૂએ ચાર હાર ગણી શકાય ત્યાં લગી આસમાની ઊનથી આખી હાર આગળ અને પાછળ પ્લેન ગુંથો.

**૫ મી હાર.**—૪૯ અને ૫૦ મા ટાંકા ભેગા ગુંથો. આ ઠેકાણે એક ટાંકો ઓછો થયો તે દેખાડવા માટે ધોળા દોરાનો નાનો કડકો આ ટાંકામાં ઘાલવો.

એ પછીની દરેક હારમાં મોજાના છેડા લગી ઓછો થયેલો ટાંકો અને તેની પછીનો ટાંકો સાથે ગુંથો. સવળી બાજૂએ ૧૦ લીટી અથવા હાર ગણી શકાય ત્યારે તળિયાનો આકાર બનાવવા માટે હારના પહેલા બે અને છેલ્લા બે ટાંકાને દરેક વારાફરતી હારમાં એકઠા ગુંથવા જોઇએ. ૧૪ લીટી અથવા હાર ગણી શકાય ત્યારે ટાંકા કહાડી લો.

પછી સોય અને ચીરેલા ઊનવતી મોજાંની તળિયાની અને પછવાડેની કોરોને બરોબર ભેગી કરવી જોઇએ. આસમાની અને ધોળા ઊનને આમળા દઈને કાણાંમાં આવે એવી પાતળી દોરી બનાવવી. બેઉ દોરીને છેડે આસમાની અને ધોળા ઊનનાં ફૂમતાં ટાંકવાં જોઇએ.

## (૮). बाळकनी टोपी के नतीओ [हूड] बनाववा विषे.

### નંબર ૧ લો.

આ નતીઓ ત્રિઓષ ટાંકા વડે ગુંથાયછે; એ ગુંથણી ગલપટાના જેવી સમજવી. બર્લિન ઊનની બે આંટી લેવી, તેમાં એક ધોળી અને બીજી આસમાની બસ થશે. જો

ડબલ બર્લિન ઊન મળી શકે તો સૌથી સારૂં. (હાથી-દાંતના સોયા મધ્યમ જાડાઈના જોઈએ.)

ધોળા ઊનના ૫૮ ટાંકા બનાવો.

**પહેલી હાર**—એક ટાંકો સરકાવો; *દોરો સામે લાવો; ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો; એક ટાંકો પ્લેન ગુંથો; * આ નિશાનીથી હારના છેડા સુધી ફરીથી કરો. બાકી એક ટાંકો રહેશે તે પ્લેન ગુંથો.

**બીજી હાર**—એક ટાંકો સરકાવો; *દોરો સામે લાવો; ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો. બે ટાંકા એક કરો.° * આ નિશાનીથી હારના છેડા સુધી ફરીથી કરો. બાકી એક ટાંકો રહેશે તે પ્લેન ગુંથો.

એ પછીની દરેક હાર સરખી છે. દરેક બાજૂ ઉપર દશ દશ હાર તમારે ગણી લેવી ત્યાંસુધી ધોળું ઊન ગુંથો.

હવે આસમાની ઊન સાંધો અને ૨૭ હાર ગુંથો. એ પ્રમાણે તમારે બ્રિઓષ ટાંકાની ૨૮ ઊભી લીટી થઈ રહેશે. ૩૩ ટાંકા કાઢી નાંખો; એટલે બ્રિઓષની ૧૧ ઊભી લીટી; એ ટાંકા કેવી રીતે કાઢી નાંખવા તે બાબત પાનું ૭ મું જુઓ. તે પછી હારના છેડા સુધી ગુંથો.

બ્રિઓષની ૧૧ ઊભી લીટી કાઢી નાંખીને બીજી હારનો આરંભ કરો. ત્યારે નતીઆની વચ્ચે--તમારી સોય ઉપર બ્રિઓષની ૬ ઊભી લીટી રહેશે. ૨૫ હાર થાય ત્યાંસુધી ૨૫ વખત આ છ ઊભી લીટીને આગળ અને પાછળ ગુંથો; નતીઆનો આ પાછલો ભાગ થયો. ૧૧ કાઢી નાંખેલી ઊભી લીટીઓ જેથી બે બાજૂઓ બનેલીછે તેને આ વચલા ભાગ સાથે શીવીલો; તેમાં છ ઊભી લીટીને તમારા સોયા ઉપર હમેશા રાખવી. જ્યાંલગી આસમાની ઊન છે, ત્યાં સુધી દરેક બાજૂ ઉપર ટાંકા ઉઠાવો; અને

આસમાની ઊનથી બે હાર ત્રિઆેષમાં થાય ત્યાં સુધી એ ટાંકા ગુંથો.

હવે સફેદ ઊન સાંધો; અને બાર હાર ગુંથો; તે દરેક બાજૂ ઉપરઃ પૂરૂં થયે કાઢી નાંખો.

ઊનની કસ આમળા દઇને બનાવો; અથવા જો તમે ક્રોશે જાણતાં હો તો એક ચેઇન બનાવો; અને જે ટાંકા તમે ઊઠાવ્યા હોય, તેમાં થઇને તે ચેઇનને બહાર કાઢો. આ કસને બંને છેડે ફૂમતાં મૂકીને કામ પૂરૂં કરો.

• ફૂમતાં બનાવવાની સમજણ આગળ જે નિયમો આપ્યા છે, તેમાંથી મળી આવશે.

નતીઆની સામા જે સફેત ભાગ હોય તેને ફેરવો; તેને દરેક છેડે સીવીલો. છોકરાંની હડપચી નીચે કસો સામેથી બાંધો.

જો નતીઓ જોઇએ તે કરતાં નાનો હોય તો, જેટલા જોઇએ તેટલા ટાંકા વધારો, અને જેટલી હાર વધારવી હોય તેટલી ગુંથો.

---

## ફૂમતાં બનાવવા વિષે.

જેટલી લંબાઇનાં ફૂમતાં કરવાં હોય તેટલા લાંબા, જેમકે બે ઇંચ, ચાર ઇંચ, છ ઇંચના કટકા કાપી કાઢો, દરેક ફૂમતામાં ઊનના કટકાની એક સરખી સંખ્યા આવવી જોઇએ. બાર કટકાનું નાનું ફૂમતું થશે; વીસ અથવા ત્રીસનું મોટું ફૂમતું થશે. એકજ જાતના ઊનનો દોરો સોયમાં પરોવો અને તમારા કટકાને ભેગા કરીને **બરાબર વચ્ચેથી** શીવીલો. તે પછી તે કટકાને બેવડાવો અને ઊનને બે ત્રણ વખત જોરથી આગળ પાછળ વીંટાળો. તે પછી તેને વચ્ચેથી દોરાવતી શીવીલો. એનું નામ ફૂમતાનું માથું કહેવાય.

હવે તમારી સોયને એ માથા અથવા ટોચકાની અંદર ઘાલીને ઉપરથી કાઢવી; અને તમે પહેલવહેલાં ઊનના કટકાને શીવ્યા હોય તે જગાએથી સોયને બહાર કાઢવી. એ ફૂમતાને તમારી ચેઇનને છેડે અથવા કસને છેડે મજબૂત શીવદો; અને તમારી સોયને એ ફૂમતાની પછવાડે અંદરથી બહાર કાઢો. એટલું કામ થયા પછી દોરો કાપીલો. અને તમારી કાતરથી ફૂમતાનો સફાઇદાર આકાર બનાવો.

## (૯). बाळकनी टोपी के नतीओ ( हूड ) बनाववा विषे.

### નંબર ૨ જો.

ખરા લોઢાની મધ્યમ જાડી સોયો ઉપર ચીરેલા વાળા ઊનના ૧૩૦ ટાંકા બનાવો.

બેઉ પડએ ૧૦ હાર ગણી શકાય ત્યાં લગી આગળ અને પાછળ પ્લેન ગુંથો. પછી નીચેનો 'ઓપન' નમૂનો ગુંથો.

**પહેલી હાર.**—*એક ગુંથો. ઊન અગાડી લાવો. ત્રણ ગુંથો. ગુંથ્યાવગર એક સરકાવો. બે ભેગા ગુંથો. ગુંથ્યા વગરનો સરકાવેલો ટાંકો ગુંથેલા ટાંકા પરથી કહાડીલો. બે ગુંથો. ઊન અગાડી લાવો. એક ગુંથો. * આ નિશાનીથી હારના છેડા લગી ફરીને કરો.

**બીજી હાર.**—પર્લ. પાંચ ઇંચ લગી આ બે હાર ફરીને કરો. ટોપીના પાછલા ભાગના ટાંકા આ પ્રમાણે ઓછા કરવા:—

બંને બાજુએ ત્રણ હાર ગણી શકાય ત્યાં લગી આગળ અને પાછળ પ્લેન ગુંથો. એક ગુંથો. હારના છેડા લગી બે ભેગા ગુંથો.

ગુંથણની બંને બાજૂએ ત્રણ ત્રણ હાર થાય ત્યાંસુધી ફરીને પ્લેન ગુંથો.

એક ગુંથો. હારના છેડા લગી બે ભેગા ગુંથો. ત્રણ હારને માટે ફરીને પ્લેન ગુંથો.

એક ગુંથો. હારના છેડા લગી બે ભેગા ગુંથો.

સોયમાં ચીરેલું ઊન પરોવો. ગુંથવાની સોયમાંથી બાકી રહેલા ટાંકા કહાડી લઈ ઊન ઉપર લઈ લો. સોય કહાડી લઈ તેની જોડે ઊનની મજબૂત ગાંઠ વાળો. આ કર્યું એટલે ટોપી તૈયાર થશે.

હવે ટોપીનો પાછલો ભાગ જે ગરદન પર પડદા જેવો લટકેછે તે ગુંથવો જોઈએ. ટોપીના તળિયાના મુદ્ધળા મળીને આશરે ૧૦૦ ટાંકા ઉપાડી લેવાથી એ બનેછે.

પાંચ હાર પ્લેન ગુંથો.

**પહેલી હાર.**—એક ગુંથો. * ઊન અગાડી લાવો. બે ભેગા ગુંથો. * આ નિશાનીથી હારના છેડાલગી ફરીને કરો.

**બીજી હાર**—પર્લ. આશરે ચાર ઇંચ ગુંથાય ત્યાં લગી આ બે હાર ફરીને કરવી. પછી સોય પરથી ટાંકા કહાડી નાંખો.

ટોપીના આગલા ભાગ એટલે જે મોંની આસપાસ આવેછે તેને માટે કોર કે મગજી નીચે પ્રમાણે બનાવવીઃ—(ચીરેલા) ધોળા અથવા રંગીત ઊનના ૮ ટાંકા બનાવો.

એક હાર પ્લેન ગુંથો.

પહેલા ટાંકામાં સોય મૂકો. ડાબા હાથની તર્જની સોયની તળે રાખો. સોય ઉપર અને આંગળીની આસપાસ ઊનની ચાર આંટી વીંટાળો. આ ચારે ગાળાને ટાંકામાંથી કહાડીલો. એની પછીના સાત ટાંકાને એજ પ્રમાણે કરવું. ફરીને પ્લેન ગુંથો.

ટોપીના આગલા ભાગને ફરી વળે એવડી લાંબી પટી થાય ત્યાં લગી એ બે હાર ફરી ફરીને કરવી. ટાંકા કહાડી નાંખો અને જે ૧૦ પ્લેન હારથી ટોપી શરૂ કરી હતી તેની ઉપર એ પટીને શીવી લેવી.

જો આ કોર રંગીત ઊનની ગુંથી હોય તો રંગીત અને ધોળા ઊનને આમળા દઇને તેની કસો બનાવવી જોઇએ. હડપચીની નીચે ટોપીની ગાંઠ બંધાયછે. કસો ટાંક્યા પછી છેડાઓ પર ફૂમતાં ટાંકવાં.

## (૧૦). बाळकनुं मोजुं.



(બેથી ચાર વરસની ઉમરનાનું).

હરકોઈ રંગનું ઊન અને ગુંથવાની ચાર સોય (ખરા લોઢાની). નીચે લખેલું મોજું ઢીંચણથી શરૂ થાયછે.

દરેક સોયપર વીસ ટાંકા આવે એમ ૬૦ ટાંકા બનાવો.

એક હાર પ્લેન ગુંથો.

બે ટાંકા પ્લેન અને બે પર્લ વારાફરતી બધી મેર બે

ઈંચ ગુંથો. આથી બંધ બેસતું થાયછે, તેથી પહેરેલું મોજું પગમાંથી ઊતરી જતું નથી.

પછી બધી મેર ચાર ઈંચ પ્લેન ગુંથો.

ઘુંટી ભણી મોજાના પગનો આકાર બનાવવા માટે આ રીતે ટાંકા ઓછા કરવા:—

છેલ્લા બે અને પહેલા બે ટાંકાને બે સોય પર એકઠા ગુંથો. એ ટાંકા ક્યાં ઓછા કરવા તે બતાવવાને ટાંકામાં નાનો ધોળો દોરો ઘાલો. મોજું પૂરૂં થાય એટલે એ દોરો કહાડી નાંખવો.

છ હાર બધી મેર પ્લેન ગુંથો. પછી એજ જગાએ ટાંકા પાછા ઓછા કરવા.

છ હાર બધી મેર પ્લેન ગુંથો. પાંચ વાર ટાંકા ઓછા થાય ત્યાં લગી એ રીતે ફરીને કરવું.

પાંચમી વાર ટાંકા ઓછા થયા પછી બધી મેર બે ઇંચ પ્લેન ગુંથો. એથી પગની લંબાઈ આશરે દશ કે અગીઆર ઇંચ થશે.

તળિયાને માટે ટાંકાના સરખા ભાગ કરવા.

ત્રણે સોય ઉપર ૫૦ ટાંકા થવા જોઈએ.

ઓછો થયેલો ભાગ વચમાં રાખીને એડીને માટે તેની (ઓછા થયેલા ભાગની) એક બાજૂના બાર ટાંકા અને બીજી બાજુના તેર ટાંકા એક સોયપર કહાડીલો. બીજા ૨૫ ટાંકાથી પગની પાટલીનો ઊંચો ભાગ બનશે. સહેલું પડે તેટલા સારૂ એ ટાંકાને બે ભાગ કરી બે સોય પર મૂકવા. એડી બનાવતાં સુધી એ ટાંકા ગુંથવા નહિ.

એડીના ૨૫ ટાંકા દોઢ ઇંચ વારાફરતી પર્લ અને પ્લેન ગુંથો (એટલે અવળી બાજૂ તમારી ભણી હોય ત્યારે પર્લ ગુંથવા અને સવળી બાજૂ તમારી ભણી હોય ત્યારે પ્લેન ગુંથવા). એડી નીચે પ્રમાણે બનાવો:—

મોજાની સવળી બાજુ તમારી ભણી હોય ત્યારે પંદર ટાંકા ગુંથો. બે ટાંકા એકઠા ગુંથો. ગુંથણને ફેરવો એટલે જમણા હાથની સોય ડાબા હાથમાં અને ડાબા હાથની સોય જમણા હાથમાં આવશે. * પાંચ ટાંકા પર્લ ગુંથો. બે ટાંકા સાથે ગુંથો. ગુંથણને ફેરવો.

પાંચ ટાંકા * પ્લેન ગુંથો. બે ટાંકા ભેગા ગુંથો. * આ નિશાનીથી બેઉ બાજૂએ વધારે ટાંકા લેવાની જરૂર ન રહે ત્યાં લગી એ રીતે વારે વારે કરવું, અને જે છ ટાંકાથી તમે એડી બનાવી તે માત્ર રહેશે.

પછી આ દોઢ ઇંચ ગુંથણની બંને બાજુના ૧૮ ટાંકા ઊપાડી લો.

આ અરાઢ ટાંકાને અને છ ટાંકામાંના ત્રણ ટાંકાને એક સોય પર મૂકો, બાકીના ત્રણ ટાંકાને ને સામેની બાજુના ૧૮ ટાંકા ઊપાડીને બીજી સોય પર મૂકો, ને પગની પાટલીના ૨૫ ટાંકાને બે સોય પર મૂક્યા હતા તેમને ત્રીજી સોય પર મૂકો. હવે ત્રણે સોયોપર ૬૭ ટાંકા થશે.

એક હાર બધી મેર પ્લેન ગુંથો.

પગની પાટલીના ઊંચા ભાગની બંને બાજૂની બેઉ સોય પરના છેલ્લા બે અને પહેલા બે ટાંકાને દરેક ત્રીજી હારમાં એકઠા ગુંથવા જોઇએ. એ રીતે પાંચ વાર કરવું.

ચાર ઇંચ બધી મેર પ્લેન ગુંથો. પગના અંગુઠાને માટે આ પ્રમાણે ટાંકા ઓછા કરવાઃ—

પાંચ ટાંકા પ્લેન ગુંથો અને છઠ્ઠા તથા સાતમા ટાંકાને એકઠા ગુંથો. એ પ્રમાણે બધી મેર કરો.

છ હાર પ્લેન ગુંથો.

બધી મેર ચાર ટાંકા પ્લેન ગુંથો અને પાંચમા તથા છઠ્ઠા ટાંકાને સાથે ગુંથો.

પાંચ હાર પ્લેન ગુંથો.

બધી મેર ત્રણ ટાંકા પ્લેન ગુંથો અને ચોથા તથા પાં-ચમા ટાંકાને ભેગા ગુંથો.

ચાર હાર પ્લેન ગુંથો.

બધી મેર બે ટાંકા પ્લેન ગુંથો અને દરેક ત્રીજા તથા ચોથા ટાંકાને એકઠા ગુંથો.

ત્રણ હાર પ્લેન ગુંથો.

એક ટાંકો ગુંથો અને દરેક બીજા તથા ત્રીજા ટાંકાને ભેગા ગુંથો.

બે હાર પ્લેન ગુંથો.

બધી મેર બબે ટાંકાને એકઠા ગુંથો અને બાકી રહેલી સોય પરનાં ટાંકાને કહાડી નાંખો. કહાડી નાંખતી વખતે શીવવાની સોય જોડે વળગાડવા માટે ઊનનો આશરે છ ઇંચનો લાંબો કડકો રાખવો.

## (૧૧). બાળકનું ઝભલું.



(ત્રણ અથવા ચાર વરસની ઉમરનાનું.)

**ગુંથવાનાં સાધનોઃ**—બર્લિનનું રંગીત ઊન આશરે એક

બંડલ. એક જોડ હાથીદાંતની જરાક લાંબી ગુંથવાની સોય.
૧૬૦ ટાંકા બનાવો. એક હાર પ્લેન ગુંથો.

**પહેલી હાર**.—ઊન અગાડી લાવો. ગુંથ્યાવગર એક સરકાવો. એક ગુંથો. આ પ્રમાણે હારના છેડાલગી કરો.

**બીજી હાર**.—ઊન અગાડી લાવો. ગુંથ્યાવગર એક સરકાવો. બે ભેગા ગુંથો. એના પછીની દરેક હાર આ બીજી હારની પેઠે ગુંથાયછે. એને બ્રિઓષ નમુનો કહે-છે. આશરે ચાર ઇંચ ગુંથ્યા પછી કમરને માટે આ પ્રમાણે ટાંકા ઓછા કરવાઃ—

**પહેલો ઘટાડો**.—ઊન અગાડી લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ પંદર વાર કરો. પછી ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. પાંચને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બે ભેગા ગુંથો. એમ એકવીસ વાર કરો.

પીઠના વચલા ભાગમાં આ પ્રમાણે ટાંકા ઓછા કરવાઃ—
ઊન અગાડી લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. પાંચ સાથે ગુંથો. ઊન અગાડી લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. પાંચ એકઠા ગુંથો. પછી ઊન અગાડી લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ એકવીસ વાર કરો. ઊન આગળ લાવો. ગુંથ્યાવગર એક સરકાવો. પાંચ ભેગા ગુંથો. પછી ઊન અગાડી લાવો. ગુંથ્યાવગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ હારના છેડા લગી કરો.
એક ઇંચ બ્રિઓષ ગુંથો.

**બીજો ઘટાડો**.—ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ ચૌદ વાર કરો. ઊન આગળ લાવો. ગુંથ્યાવગર એક સરકાવો. પાંચ ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યાવગર એક સરકાવો. બેને ભેગા

ગુંથો. એમ વીસ વાર કરો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. પાંચને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. પાંચને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ વીસ વાર કરો. ઊન આગળ લાવો. ગુંથ્યાવગર એક સરકાવો. પાંચને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા-વગર એક સરકાવો. બેને એકઠા ગુંથો. એમ હારના છેડા લગી કરો.

એક ઇંચ બ્રિઓષ ગુંથો.

**ત્રીજો ઘટાડો.**—ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને એકઠા ગુંથો. એમ તેર વાર કરો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. પાંચને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ ઓગણીસ વાર કરો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. પાંચને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. પાંચને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ ઓગણીસ વાર કરો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. પાંચને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ હારના છેડા લગી કરો.

ત્રણ ઇંચ બ્રિઓષ ગુંથો.

**પહેલો વધારો.**—ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ તેર વાર કરો. ઊન આ-ગળ લાવો. એક ઉપાડી લો. એક ગુંથો. ઊન અગાડી લાવો. એક ઉપાડી લો. બે ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ બેતા-ળીસ વાર કરો. ઊન આગળ લાવો. એક ઉપાડી લો. એક

ગુંથો. ઊન આગળ લાવો. એક ઉપાડી લો. બેને ભેગા ગુંથો. એક ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ હારના છેડા લગી કરો.

એક ઇંચ બ્રિઓષ ગુંથો.

**બીજો વધારો.**—ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ ચૌદ વાર કરો. ઊન આગળ લાવો. એક ઉપાડી લો. એક ગુંથો. ઊન આગળ લાવો. એક ઉપાડી લો. બેને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ તેંતાળીસ વાર કરો. ઊન આગળ લાવો. એક ઉપાડી લો. એક ગુંથો. ઊન આગળ લાવો. એક ઉપાડી લો. બેને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ હારના છેડા લગી કરો.

એક ઇંચ બ્રિઓષ ગુંથો.

હવે તમારી સોય ઉપર બ્રિઓષની ૭૩ ઊભી લીટીઓ કે હાર થશે.

ઝભલાના બે આગલા ભાગ અને પીઠ (પાછલા ભાગ) ને માટે એના ત્રણ ભાગ કરવા જોઇએ.

પ્રત્યેક આગલા ભાગને માટે ૧૮ હાર અને પીઠને માટે ૩૭ હાર.

આગલો પહેલો ભાગ ગુંથતી વેળા સગવડને માટે પીઠની અને આગલા બીજા ભાગની ૫૫ હાર બીજી સોય ઉપર ઉપાડી લેવી.

ઊન આગળ લાવો. ગુંથ્યાવગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ અઢાર વાર કરો. ગુંથણને ફેરવીને આગળ અને પાછળ બે ઇંચ બ્રિઓષ ગુંથો.

બગલના આગલા ભાગનો આકાર બનાવવો:—

**પહેલો વધારો**.—ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. એમ સોળ વાર કરો. ઊન આગળ લાવો. એક ઉપાડીલો. એક ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. ગુંથણ ફેરવો. બીજો ઇંચ બ્રિઓષ ગુંથો.

તેને તેજ છેડે બીજો વધારો આવે તેની સંભાળ રાખવી.

**બીજો વધારો**.—ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સુરકાવો. બેને ભેગા ગુંથો. એમ સત્તર વાર કરો. ઊન આ-ગળ લાવો. એક ઉપાડી લો. એક ગુંથો. ઊન આગળ લાવો. એક ઉપાડી લો. બેને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. ગુંથણ ફેરવો.

બીજો ઇંચ બ્રિઓષ ગુંથો.

ખભાને માટે આકાર બનાવવો.—

જેમ બગલને માટે તેને તેજ છેડે વધારો રાખ્યો હતો તેમ ખભાને માટે તેને તેજ છેડે ઘટાડો રાખવો, એટલે બગલથી ગરદન ભણી ઘટાડો રાખવો.

બે ઊભી હાર આ રીતિ કહાડી નાંખોઃ—ગુંથ્યા વગર એક સરકાવો. બેને ભેગા ગુંથો. ગુંથ્યા વગરનો સરકાવેલો ટાંકો ગુંથેલા ટાંકા પરથી કહાડી લો. એક ગુંથો. સોય પરનો ટાંકો ગુંથેલા ટાંકા પરથી કહાડી નાંખો. બેને ભેગા ગુંથો. સોય પરનો પહેલો ટાંકો ગુંથેલા ટાંકા પરથી કહાડી નાંખો. બેને ભેગા ગુંથો. એક ગુંથો. એ બેઉ ટાંકામાંના પહેલા ટાંકાને ગુંથેલા ટાંકા પરથી કહાડી નાંખો. એથી બે ઊભી હાર હવે ઓછી થશે.

ગરદનના ઢાળને માટે પણ એક ઊભી હાર ઉપર કહ્યા પ્રમાણે કહાડી નાંખવી જોઇએ.

સોય ઉપર આશરે ત્રણ હાર રહે ત્યાં લગી દરેક હારમાં ખભાને માટે બે હાર અને ગરદનને માટે એક હાર કહાડી નાંખવી જોઇએ.

પછી સોય પરના બધા ટાંકા કહાડી નાંખો.

પછી પીઠ ગુંથો.

જે આગલો ભાગ હમણાજ ગુંથ્યો તેની છેક પાસેના પહેલા ટાંકામાં ઊન સાંધો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો. બેને ભેગા ગુંથો. એમ સાડત્રીસ વાર કરો. ગુંથણ ફેરવો. આ ૩૭ ઊભી હારને ચાર ઇંચ ત્રિઓષ ગુંથો.

હવે ખભાનો આકાર.—

આગલા ભાગમાં જેવડો ખભો લાંબો છે તેવડો લાંબો થાય ત્યાં લગી દરેક હારની શરૂઆતમાં બે ઊભી હાર કહાડી નાંખવી. પછી બાકીના ટાંકા કહાડી લો. એથી ગરદન બનેછે.

હવે બીજો આગલો ભાગ ગુંથો.

પીઠની છેક પાસેના ટાંકામાં ઊન સાંધો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો. બેને ભેગા ગુંથો. એમ અઢાર વાર કરો. ગુંથણ ફેરવો. અને પહેલા આગલા ભાગને માટે જે સૂચનાઓ આપીછે તે પ્રમાણે કરો.

પછી બાંહે ગુંથો. બાંહે કાંડાં આગળથી શરૂ થઇ ઉપલી મેર ગુંથાયછે.

૨૮ ટાંકા બનાવો. એક હાર પ્લેન ગુંથો.

**પહેલી હાર.**—ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો. એક ગુંથો. એમ ઊભી હારના છેડા લગી કરો.

**બીજી હાર.**—ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો. બેને ભેગા ગુંથો. એમ હારના છેડા લગી કરો.

ચાર ઇંચ ક્રિઓશ ગુંથો.

ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો. બેને ભેગા ગુંથો. એમ નવ વાર કરો.

**પહેલો વધારો.**—ઊન આગળ લાવો. એક ઉપાડી લો. એક ગુંથો. ઊન આગળ લાવો. એક ઉપાડી લો. બેને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો. બેને ભેગા ગુંથો. એમ હારના છેડા લગી કરો.

એક ઇંચ ક્રિઓશ ગુંથો.

**બીજો વધારો.**—ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો. બેને ભેગા ગુંથો. એમ દશ વાર કરો. ઊન આગળ લાવો. એક ઉપાડી લો. એક ગુંથો. ઊન આગળ લાવો. એક ઉપાડી લો. બેને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો. બેને ભેગા ગુંથો. એમ હારના છેડા લગી કરો.

બીજો ઇંચ ક્રિઓશ ગુંથો.

**ત્રીજો વધારો.**—ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો. બેને ભેગા ગુંથો. એમ અગીઆર વાર કરો. ઊન આગળ લાવો. એક ઉપાડી લો. એક ગુંથો. ઊન અગાડી લાવો. એક ઉપાડી લો. બેને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો. બેને ભેગા ગુંથો. એમ હારના છેડા લગી કરો.

ત્રણ ઇંચ ક્રિઓશ ગુંથો.

પાંચ ઊભી હાર રહે ત્યાં લગી દરેક હારની શરૂઆતની એક ઊભી હાર કહાડી લઈ પછી એ સર્વેને કહાડી નાંખવી.

એકજ રંગના ઊનવતી સીવણને સીવીલો.

તેના તેજ રંગના અથવા ધોળા ઊનનો ગુંથેલો સંજાબ મુકીને ઝભલું પૂરૂં કરો. ગળે કસો અને ફૂમતાં ટાંકો.

---

## (૧૨). ચોળી બનાવવા વિષે.

### હાથીદાંતની સોય. નં૦ ૯

કાળા ઊનની ત્રણ આંટીએ એક આંટી રાતા ઊનની જોઇએ.

પાંત્રીસ ટાંકા બનાવવા; વીસ હાર સુધી પ્લેન ગુંથવું. આ પૂરૂં થયે બંને બાજુ ઉપર દશ દશ હારે ગણી લેવી.

**એકવીસમી હાર.**—બે ટાંકા ગુંથવા. એક ટાંકો બનાવો. બાકીની હાર પ્લેન ગુંથો.

**૨૨ મી હાર.**—પ્લેન ગુંથો; એજ પ્રમાણે બાવીસ વાર કરવું. તેમાં એટલી સંભાળ રાખવી કે એકજ બાજુ ઉપર હમેશા વધવું.

આ પૂરૂં થયે સોય ઉપર ૪૭ ટાંકા થશે.

હવે બીજી વીસ હાર પ્લેન ગુંથવી.

હવે બાંહેનો આરંભ કરો.

ગુંથણની જે બાજૂ વધારેલી હોય, તે બાજૂએ ૨૧ નવા ટાંકા બનાવો, ફેરવો અને ૪૨ નવા ટાંકા ગુંથો.

એ પછી તમારી સોય ઉપર ૨૬ ટાંકા થશે. [એ ૨૬ ટાંકા ગુંથવાના નથી; પણ સોય ઉપર રાખવા.] એ ૪૨ ટાંકા ૫૦ હાર સુધી આગળ ને પાછળ ગુંથો. ૫૦ મી હાર પૂરી થઈ. **૫૧ મી હાર**—બે ટાંકા પ્લેન ગુંથો; પછી બે ટાંકાને એક કરો. ૩૪ ટાંકા પ્લેન ગુંથો. (તમારી સોય ઉપર ૪ ટાંકા રહેશે.) બે ટાંકાને એક કરો. બે ટાંકા પ્લેન ગુંથો.

**પર મી હાર.**—સઘળી પ્લેન ગુંથો.

**પ૩ મી હાર.**—બે ટાંકા પ્લેન ગુંથો. બે ટાંકા એક કરો; ૩૨ ટાંકા પ્લેન ગુંથો. [સોય ઉપર ૮ ટાંકા રહેશે.] બે ટાંકા એક કરો; બે ટાંકા પ્લેન ગુંથો.

**પ૪ મી હાર.**—સઘળી પ્લેન ગુંથો.

જો બાંહે જોઇએ તે કરતાં વધારે લાંબી પડે, તો આ ચાર હાર બે વાર ફરીથી કરો. જો તમે ઉપર પ્રમાણે કરો તો અમારા નમૂનામાં પ૦ હારને બદલે ૪૬ હાર ગુંથો.

બાંહે જોઇએ તે કરતાં વધારે લાંબી હોય અથવા પહોળી હોય તો તે બનાવનારે તે માપીને નક્કી કરવું; અને તે મુજબ ગુંથણ બનાવવું. જો બાંહે બહુ સાંકડી હોય તો બીજી વધારે હાર ઉમેરવી; અને જો બહુ લાંબી અથવા પહોળી હોય તો હાર કાઢી નાંખવી. બાંહે જોઇએ તેટલી લાંબી થઈ હોય, તો લાલ ઊન લેવું, અને એક મગજી બનાવો. ત્રણ ટાંકા પ્લેન અને ત્રણ ટાંકા પર્લ આખી હાર ઉપર લેવા. તમને ગમે એટલી પહોળી એ મગજી બનાવવી, પણ ૨૦ હારની સારી દેખાયછે. પૂરૂં થયે ટાંકા કાઢી નાંખવા. બાંહે પૂરી થઈ.

તમારી સોય ઉપર હજુ ૨૬ ટાંકા ગુંથ્યા વિનાના બાકી હશે. પેલા ૨૧ ટાંકા બનાવ્યા હોય, તે ઊઠાવો; અને એ ૨૬ માં ઉમેરો; અને એ રીતિ તમારી સોય ઉપર ૪૭ ટાંકા થશે. હવે ચોળીની પીઠ બનાવો.

વીસ હાર સૂધી પ્લેન ગુંથો. દરેક બાજૂ ઉપર દશ દશ હાર ગણી લેવી.

**૨૧ મી હાર**—બે ટાંકા પ્લેન ગુંથો; બે ટાંકા એક કરો અને બાકીની હાર પ્લેન ગુંથો. અને તેથી સંખ્યા ઓછી થશે.

**૨૨ મી હાર**—પ્લેન ગુંથો. આવી ને આવી હાર પાંચ વાર ગુંથો. તમારી સોયની એક બાજુ ઉપર હવે છ હાર કમી થશે. અને ૪૧ ટાંકા રહેશે. હવે ૪૦ મી હાર સુધી પ્લેન ગુંથો. એટલે એક એક બાજુ ઉપર ૨૦ હાર દેખાશે. ૪૦ મી હાર પૂરી થઈ.

**૪૧ મી હાર**—બે પ્લેન ગુંથો. એક ટાંકો બનાવો; બાકીની હાર પ્લેન ગુંથો.

**૪૨ મી હાર.**—પ્લેન ગુંથો: અને એ પ્રમાણે પાંચ વાર ૪૧ મી અને ૪૨ મી હાર મુજબ કરવું; અને દરેક બાજૂ ઉપર છ છ હાર વધારે ગણાશે; અને સોય ઉપર ૪૭ ટાંકા થશે. તે પછી ૨૦ હાર સુધી પ્લેન ગુંથો. દરેક બાજૂ ઉપર દશ દશ હાર ગણાશે. ચોળીની પીઠ હવે પૂરી થઈ.

## બીજી બાંહે:—

વધારેલી બાજૂ ઉપર એકવીસ ટાંકા બનાવો; અને પહેલી બાંહે માટે ઉપર લખ્યુંછે, તે મુજબ કરો. બાંહે પૂરી થયે, ફરી પાછા તમારી સોય ઉપર ૨૬ ટાંકા રહેશે. બીજી બાંહેનો એકવીસમો ટાંકો ઉઠાવો; અને તમારી સોય ઉપર ૪૭ ટાંકા થશે. વીસ હાર સુધી પ્લેન ગુંથો.

**૨૧ મી હાર.**—બે ટાંકા પ્લેન ગુંથો; બે ટાંકા એક કરો; અને બાકીની હાર પ્લેન ગુંથો.

**૨૨ મી હાર.**—પ્લેન ગુંથો. એ પ્રમાણે દશ વાર કરવું. એ રીતે તમારી ચોળીની બંને બાજૂ સરખી (ઢળતી) થશે; અને તમારી સોય ઉપર ૩૫ ટાંકા રહેશે. ૨૦ હાર સુધી પ્લેન ગુંથો. અને દરેક બાજૂ ઉપર દશ દશ હાર ગણી લેવી; અને ત્યાર પછી કાઢી નાંખો.

હવે બાંહ્યોને સીવીલો; અને કાંઠલો કરવાને ખભાના ભાગ ઉપર પણ શીવી લેવું અને કાંઠલો બનાવવાને માટે આસ-પાસના તમામ ટાંકા ઊઠાવો; અને કાળા ઊનની બે હાર કરો.

**૧ લી હાર.**—ત્રણ ટાંકા પ્લેન ગુંથો; અને દોરો સામો લાવો. બે ટાંકા એક કરો. બાકીની એ હાર ઉપર પ્રમાણે કરો.

**૨ જી હાર.**—પ્લેન ગુંથો. કાળું ઊન કાઢી લઈ લાલ સાંધી દેવું; અને એક કાંઠલો ગુંથી ત્રણ ટાંકા પ્લેન અને ત્રણ પર્લ દશ હાર સુધી કરવા; એટલે બંને બાજૂએ તમામ પ્લેન લીટી ઉપર પ્લેન આવશે, અને પર્લ લીટી ઉપર પર્લ આવશે. ત્યાર પછી કાઢી નાંખવું.

પેટવાળ [સીધી બાજુ] ને ઊઠાવો; અને કાળા ઊનની બે હાર કરો. ૧ લી હારમાં ત્રણ ટાંકા પ્લેન ગુંથો; દોરો સામો લાવો, અને બે ટાંકા એક કરો; અને એ પ્રમાણે બાકીની હાર કરો. ૨ જી હાર પ્લેન ગુંથો; લાલ ઊન સાંધો; અને મગજી બનાવો. ત્રણ પ્લેન, અને ત્રણ પર્લ વીસ હાર સુધી એ પ્રમાણે કર્યા કરવું.

# (१३). शाल गुंथवाविषे.



લાંબી હાથીદાંતની સોયો ઉપર હરકોઈ રંગના શેટ્લાન્ડ ઊનના અથવા ચીરેલા બર્લિન ઊનના ૧૯૨ ટાંકા બનાવો. એક હાર પ્લેન ગુંથો. પછી નીચેના ફેધર, ડાયામંડ, અથવા ટ્યુલિપ નમૂનાઓમાંનો હરકોઈ નમૂનો ગુંથો.

શાલને માટે ચોરસ થાય ત્યાંલગી ગુંથો. પછી બધા ટાંકા કહાડી નાંખો. અને બધી મેર ફરતી કિનાર અથવા કાંગરા પાડીને ગુંથેલો સંજાબ મૂકો.

ઓઢણી ગુંથવી હોય તો ૪½ ફુટ લાંબી થાય ત્યાંલગી ગુંથવું. પછી ટાંકા કહાડી નાંખવા. દરેક છેડે બધા ટાંકાને તાણીને ગુચ્છો બનાવો અને જાડું ફુમતું ટાંકીને ઓઢણી પૂરી કરો.

---

## (૧૪). ડાયામંડ નમૂનો.



(શાલ બનાવવાના કામનો).

સોળે ભાગી શકાય એટલા ટાંકા બનાવો.

**પહેલી હાર.**—ત્રણ ગુંથો. ઊન આગળ લાવો. બેને ભેગા ગુંથો. છ ગુંથો. ઊન આગળ લાવો. બેને ભેગા ગુંથો. ત્રણ ગુંથો. એ પ્રમાણે ફરીને કરો.

**બીજી હાર.**—પર્લ.

**ત્રીજી હાર.**—બે ગુંથો. ઊન આગળ લાવો. બેને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. બેને ભેગા ગુંથો. ચાર ગુંથો. ઊન આગળ લાવો. બેને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. બેને ભેગા ગુંથો. બે ગુંથો. એ પ્રમાણે ફરીને કરો.

**ચોથી હાર.**—પર્લ.

**પાંચમી હાર.**—એક ગુંથો. ઊન આગળ લાવો. બેને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. બેને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. બેને ભેગા ગુંથો. બે ગુંથો. ઊન આગળ લાવો. બેને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. બેને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. બેને ભેગા ગુંથો. એક ગુંથો. એ પ્રમાણે ફરીને કરો.

**છઠી હાર.**—પર્લ.

**સાતમી હાર.**—બીજી હારના જેવું.

**આઠમી હાર.**—પર્લ.

**નવમી હાર.**—પહેલી હારના જેવું.

**દશમી હાર.**—પર્લ.

---

## (૧૯). ટ્યુલિપ નમૂનો.

### (શાલ બનાવવાના કામનો.)

ચોવીસે ભાગી શકાય એટલા ટાંકા બનાવો.

**પહેલી હાર.**—બેને ભેગા ગુંથો. આઠ ગુંથો. ઊન આગળ લાવો. ચાર ગુંથો. ઊન આગળ લાવો. આઠ ગુંથો. બેને ભેગા ગુંથો. એ પ્રમાણે ફરીને કરો.

**બીજી હાર.**—પર્લ.

**ત્રીજી હાર.**—બેને ભેગા ગુંથો. સાત ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. બેને ભેગા ગુંથો.

બેને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. સાત ગુંથો. બેને ભેગા ગુંથો. એ પ્રમાણે ફરીને કરો.

**ચોથી હાર.**—પર્લ.

**પાંચમી હાર.**—બેને ભેગા ગુંથો. છ ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. બેને ભેગા ગુંથો. બેને ભેગા ગુંથો. એક ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. છ ગુંથો. બેને ભેગા ગુંથો. એ પ્રમાણે ફરીને કરો.

**છઠી હાર.**—પર્લ.

**સાતમી હાર.**—બેને ભેગા ગુંથો. પાંચ ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. બે ગુંથો. બેને ભેગા ગુંથો. બેને ભેગા ગુંથો. બે ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. પાંચ ગુંથો. બેને ભેગા ગુંથો. એ પ્રમાણે ફરીને કરો.

**આઠમી હાર.**—પર્લ.

**નવમી હાર.**—બેને ભેગા ગુંથો. ચાર ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. ત્રણ ગુંથો. બેને ભેગા ગુંથો. બેને ભેગા ગુંથો. ત્રણ ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. ચાર ગુંથો. બેને ભેગા ગુંથો. એ પ્રમાણે ફરીને કરો.

**દશમી હાર.**—પર્લ.

**અગીઆરમી હાર.**—બેને ભેગા ગુંથો. ત્રણ ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. ચાર ગુંથો. બેને ભેગા ગુંથો. બેને ભેગા ગુંથો. ચાર ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. ત્રણ ગુંથો. બેને ભેગા ગુંથો. એ પ્રમાણે ફરીને કરો.

**બારમી હાર.**—પર્લ.

**તેરમી હાર.**—બેને ભેગા ગુંથો. બે ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. પાંચ ગુંથો. બેને ભેગા ગુંથો. બેને ભેગા ગુંથો. પાંચ ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. બે ગુંથો. બેને ભેગા ગુંથો. એ પ્રમાણે ફરીને કરો.

**ચૌદમી હાર.**—પર્લ.

**પંદરમી હાર.**—બેને ભેગા ગુંથો. એક ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. છ ગુંથો. બેને ભેગા ગુંથો. બેને ભેગા ગુંથો. છ ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. બેને ભેગા ગુંથો. એ પ્રમાણે ફરીને કરો.

**સોળમી હાર.**—પર્લ.

## (૧૬). फेधर नमूनो.

### (મોજાંના ઉપલા ભાગને માટે.)

તેરે ભાગી શકાય એટલા ટાંકા બનાવો, અને શરૂ કરવા માટે એક ટાંકો વધારે બનાવો.

**પહેલી હાર.**—ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો. * બેને ભેગા ગુંથો. બેને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. બેને ભેગા ગુંથો. બેને ભેગા ગુંથો. ઊન આગળ લાવો. એક પર્લ ગુંથો. ઊનને પાછળ લઈ જાઓ. અને *આ નિશાનીથી ફરીને કરો.

**બીજી હાર.**—પર્લ. એ બે હાર ફરીને કરો.

## ( ૧૭ ). શેલ નમૂનો.

### ( મોજાંના ઉપલા ભાગને માટે ).

દશે ભાગી શકાય એટલા ટાંકા બનાવો.

**પહેલી હાર.**—એક ગુંથો. ઊન આગળ લાવો. ત્રણ ગુંથો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો. બેને ભેગા ગુંથો. ગુંથ્યા વગરનો સરકાવેલો ટાંકો ગુંથેલા ટાંકા પરથી કહાડી લો. બે ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. એ પ્રમાણે ફરીને કરો.

**બીજી હાર.**—પર્લ. એ બે હાર ફરી ફરીને કરો.

---

## ( ૧૮ ). ગોથિક નમૂનો.

### ( મોજાંના ઉપલા ભાગને માટે ).

અગીઆરે ભાગી શકાય એટલા ટાંકા બનાવો.

**પહેલી હાર.**—એક ગુંથો. ઊન આગળ લાવો. ત્રણ ગુંથો. ગુંથ્યા વગર એક ટાંકો સરકાવો. બેને ભેગા ગુંથો. ગુંથ્યા વગરનો સરકાવેલો ટાંકો ગુંથેલા ટાંકા પરથી કહાડી લો. ત્રણ ગુંથો. ઊન આગળ લાવો. એક ગુંથો. એ પ્રમાણે ફરીને કરો.

**બીજી હાર.**—પર્લ. એ બે હાર ફરી ફરીને કરો.

---

# ( १९ ). लिलि लीफ नमूनो.



( મોજાંના ઉપલા ભાગને માટે ).

પાંચે ભાગી શકાય તેટલા ટાંકા બનાવો.

**પહેલી હાર.**—ત્રણ ગુંથો. ઊન આગળ લાવો. બેને ભેગા ગુંથો. એ પ્રમાણે ફરીને કરો.

**બીજી હાર.**—પર્લ. એ બે હાર ફરી ફરીને કરો.

BOMBAY : PRINTED AT THE EDUCATION SOCIETY'S PRESS, BYCULLA.

